# કુમારિકા હિતોપદેશ.

---

## વિદ્યા ભણવા વિષે.

### વહાણ અન્યુક્તિ.

### (૧) પદ રાગ ઘોળ.

બહુચર ભલે આવીઆં, એ ચાલ.
ભવ દરિયે વિદ્યા વાહાણ વિશ્વમાં,
સુખ આલય સહેજે જવાય; વિદ્યા ભણિયે ભાવથી.
ઇહ સાર વૈભવ જશ, આભવાં;
જવા કષ્ટ સુતરો થવાય; વિદ્યા ભણિયે.
સારા સાર વિચાર પ્રકાશમાં,
પાપ પાહાડી રસ્તે ન પળાય; વિદ્યા ભણિયે.
કામ ક્રોધ, મોહ, મત્સર લોભાદિ,
લોઢું લહેરથી નવ લથડાય; વિદ્યા ભણિયે.
સદગુણ પાડીયા સ્નેહ સાંકળી,
નીતિ સઢ વાળો (જો, ભણી) સાન વા વાય; વિદ્યા ભ.
દુરાગ્રહ કુમતિ, મગર મચ્છો,
કજાડી વહેમ વાઢ [illegible]; વિદ્યા ભણિયે.
સવે એકી સાથે મળી સંચરો,

વિદ્યાં વાહાળી સહુ સુખી થાય; વિદ્યા ભણિયે.
ચઢી અજ્ઞાન અન્ધ નિદ્રા હોડી,
ભવાબ્ધિ દુઃખ રેલે રેલાય; વિદ્યા ભણિયે.
અભણ્યાં સામે પૂર સૂમ અડી,
ચીરતાં મેખડે ભટકાય; વિદ્યા ભણિયે.
આશા તોફાને અવટાઈ અધવચ્ચે,
હોડી દારિદ્ર ખડકે ખપાય; વિદ્યા ભણિયે.
સીધો સત્ય હલેશે હંકારતાં,
હોડી સુકીર્તિ કાંઠે કહાય; વિદ્યા ભણિયે.
વણ બુદ્ધિ હલેશા સુસઢ વના,
ઠા ધારી મારગ ન ચઢાય; વિદ્યા ભણિયે.

* પુર્વિ છાયાવલોકન.

(૨) પદ રાગ ગીતમાં.

કોણ કોણ કંકણીયાળી ચૂડીરે. એ ચાલ.
ભણિયે બ્હેની, ભણતર ભાવે ભણિયેરે;
ગણિયે બ્હેની, વિદ્યા ગુણ ગણ ગણિયેરે.
ચણિયે ચિત્તે, ચતુરાઈ ભીંત ચણિયેરે;
બણિયે બ્હેની, બાહાદુર જેથી બણિયેરે,
ભરિયે ભવમાં, ભણપણ ભાવે ભરિયેરે;
કરીયે રૂડા, અથાગ ઉદ્યોગ કરિયેરે.
વરિયે વિદ્યાવંત વિવેકી વર વરિયેરે;

---

* પુરાવથી મજબુતિ કરનારને જોઈ જવું.

ઠરિયે ઠરવા, ઠામ શોધી ઠ  રિયેરે.
તરિયે ત્રિભુવન પતિ પ્રેમ તરિયેરે;
ફરિયે રાખી ફીકર ફંદે ન ફરિયેરે.
પળિયે પ્રેમ નીતિ મારગ નીત્ય પળિયેરે;
ભળિયે વિદ્યા, ભણવા ભાવશું ભળિયેરે.
ભણતાં ગણતાં, ભવની ભાવઠ ભાગેરે;
ઉદ્યમિને ઘર, સ્વર્ગનાં સુખડાં જાગેરે.
સાનુંકૂળતા, અકલખાજ અવાસેરે.
દંપતિ જથા સુખી સદ વિદ્યાભ્યાસેરે.

## સમજુપણે ગુણદોષ પારખી ભણેલા વર વરવા વિશે.

### (૩) પદ. રાગ ગરબીમાં.

અચકો મચકો કારેલી. એ ચાલ.

રૂપે રૂંધાઈ કૂપ કાં પડિયે;
ભળિયે સદ્ગુણ સંભારી બહેન, ભણિ વિદ્યા ગુણ ગણુલેખી.
આરંભે આપે આદરિયે;
કરીયે પોતે શોધ સારી બહેન, વરવા વિદ્યાવંત વિવેકી.
સદાચરણે સદાચરણી;
કરણી દેખી ડગ ભરિયે બહેન, ભણિ વિદ્યા.
માયાળૂ છે કે, મન મેહેલા;
પેહેલા જોખી પરવરિયે બહેન, વરવા વિદ્યાવંત.
આદરથી અંતર ઓળખિયે;

જટાશંકર મોહાનું બ્હેન, ૧૨મા વિદ્યા.

## પુર્વિ છાયા લોન.

### (૪) ૫૬. રાગ ગરબીમાં

સખિ સાજનાં ગાગ ગવાયારે, લઈ આંમન્ત્રિયા.
સીતાએ સ્વયંવર કીધોરે, ઇચ્છાવર વરવા.
રૂખમણિજીએ જશ લીધોરે, ઇચ્છાવર વરવા.
સૈલજા સતિ ઊભયારે, ઇચ્છાવર વરવા;
શિવ સારૂ તપવન ગયારે, ઇચ્છાવર વરવા.
સમાજે ધનુષ બાણ તોડયુંરે, ઇચ્છા વર વરવા;
કૈંક ભૂપતિનું માન મોડયુંરે, ઇચ્છાવર વરવા.
મન માનેલા શું મ્હાલ્યારે, ઇચ્છાવર વરવા;
બાલ પુરાતની ચાહી ચાલ્યારે, ઇચ્છાવર વરવા
હરિશ્ચંદ્ર નૃપ હિતકારીરે, ઇચ્છાવર વરવા;
નલ દમયંતિ પ્રીત ભારીરે, ઇચ્છાવર વરવા.
દંપતિ વીજોગે દુખાણારે, ઇચ્છાવર વરવા;
રામજી સિતાસતિ શાણારે, ઇચ્છાવર વરવા.
સાચી પ્રીતિ બાલવય નવ છુટ્યોરે, ઇચ્છાવર વરવા;
સ્નેહ બંધ બન્નેનો ન છુટ્યોરે, ઇચ્છાવર વરવા.
સુધન્યુ ખાસે કવિ છળ કીધોરે, ઇચ્છાવર વરવા;
[illegible] અર્થ ન કિંધોરે, ઇચ્છાવર વરવા.
[illegible] રાખજો સંતાપ્યારે, ઇચ્છાવર વરવા;
[illegible] સમજાવ્યારે, ઇચ્છાવર વરવા.

સામ દામ દંડ ભેદ ભણારે, ઇચ્છાવર વરવા;
શાખ અંગદ કરણ નાક કેરારે, ઇચ્છાવર વરવા.
શિવ કડવે ડગ્યા ન મતિરે, ઇચ્છાવર વરવા;
ગુણ દોષે સો પારખી જતીરે, ઇચ્છાવર વરવા.
પર ભુવને દાસિ પેટ ભરયુંરે, ઇચ્છાવર વરવા;
જટા બાહુક રૂપે મન હર્યુંરે, ઇચ્છાવર વરવા.

## પતિની પ્રીતિ મેળવવા વિષે.

### પ્રમાણિકા રૂપકાલંકાર.

### (૫) પદ—રાગ ગરબીમાં.

લાવ લાવ સખી એક કાગળ લખીએ હરીનેરે.
પતિ મુખ વચન શિખવણ, વેદની વાણીરે;
મૃત જીવાડણ સુખદેણ, સુધા હિત જાણીરે.
સુર્ય બીંબ પ્રતિ બીંબ ભાત, બોલાગી કાયેરે;
પતિના મનમાંની વાત, વરતિ વધું રાચેરે.
પતિ હોયે ખિજાએલ મુખ, બનિએ આનંદીરે;
ખિજ શાંતિ કારણ જળ કુપ, શિતળ વેણ વંદીરે.
પતિ દુખે દુખિ સુખે સુખ, કાચી દીલ આણીરે;
ચંદ્ર અસ્તે પોયણીને દુખ, ખિડાયે પરાણીરે.
મન કૃમ વચને થઈ વશ, પતિ વશ કરિએરે;
અલિ કમળ વાસે ભુલે દશ, સખી મન હરિએરે.
લાભ લેખા ન હોય હજાર, આવર ઉર આણીરે;
સ્નેહ સ્પર્શે પતંગ દીપ ઝાળ, પતિ મને આણીરે.

પ્રીતિ માળે સ્નેહ શીદી પામે, પતિને પડાવોરે.
સુખ વૈભવ ભાગ સરાગે, ભો સંસાર લાવોરે.
નીતિ આલય સદ સજી સ્થાન, સંપે સંચરિયેરે.
પતિ પ્રેમાદક કરી સ્નાન, અધાઘજ હરિયેરે.
પતિ વિશ્વાસ પડવા માટ, વિચારી વદિયેરે;
મૃગજળ વેશુ મિથ્યા માટ, કરીયે ન કદિયેરે.
સદગુણ સજી સમશેર, સાથેજ રહિયેરે;
પતિવીપતિની જાણી પેર, સાક્ષતા કરિયેરે.
સત્ય સાધનથી ખર કામ, કારણ કાજુરે;
મળવિયે મનોહર નામ, જીવન જગ ઝાજુરે.
દુનિયામાં દાખલા રૂપ, સદ કામે સોહિયેરે;
જ્યાં જેાે સર્વાંગ સ્વરૂપ, પતિ પ્રેમ પ્રાર્થયેરે:

## પુર્વી છાયાવલોકન.

### (૬) પદ રાગ ગરબીમાં.

તમે ભણો ભલિ ભાત બાઈ હિંદુવાણી.
માથા કુબજાશું કાન પ્રોઢ પ્રિત માની.
રાધા રાણી સુક્યું માન પ્રોઢ પ્રીત માની.
કીધું મિરાં વિખ પાન, પ્રોઢ પ્રિત માની.
રાણાજીનું માડ્યું માન પ્રોઢ પ્રિત માની.
પુરીબાઈ વરદાન પ્રોઢ પ્રિત માની.
બાવે બેઠયા ભગવાન પ્રોઢ પ્રિત માની.
શિવે દીધાં વરદાન પ્રોઢ પ્રિત માની.

સતિ હઠે અસ્યાં હ વુ પ્રૌઢ પ્રિત માંની.
દશરથે કેકે કેણુ (આપ્યું) પ્રૌઢ પ્રિત માંની.
તજ્યા પ્રાણ રાખ્યું વેણ પ્રૌઢ પ્રીત માંની.
રામે મુખ વચ કાજ પ્રૌઢ પ્રીત માંની.
સીતા કેણું સજ્યા સાજ પ્રૌઢ પ્રીત માંની.
સમુદરે બાંધી પાજ પ્રૌઢ પ્રીત માંની.
આપ્યો રાવણને વાજ પ્રૌઢ પ્રીત માંની.
પતિ થવા વશ આજ પ્રૌઢ પ્રિત માંની.
કરો કાણુ જ્યા કાજ પ્રૌઢ પ્રીત માંની.

## શિયળ સાચવવા વિષે.

### પ્રમાણોકત.

### (૭) પદ રાગ ગરબીમાં.

દેશિ મિત્રો દુખ સરવ ટળિરે આપણા દેશનું. એ ચાલ.

વિદ્યાવંતી વિવેકી સુજ્ઞાણીરે શિયળ સાચવિયે.
દુરજન દુર વચન ન દીલ ધરો,
નીજ પતિવૃતનું પૂર જતન કરો;
સાચવવા શીયળ ફીકરે ફરો. વિદ્યાવંતી વિ.
પાખંડી પુરા પાપી જનો,
દુરાચારી દુષ્ટ ચપિળ તનો;
ગણી તુચ્છ કરો તમ સુખ મન ગણો, વિદ્યાવંતી વિ.
ખપાવી લાજ ન લાજ લહું,
દાપ લઈ કૂપમાં પડવાનું કહું,

ગાંડાપણું કો એથીજ નવું, વિદ્યાવંતી વિ.
આપે આણુ હિતજ આપવાણું,
કરવું કૃત કાણું કરીજ ધારૂં"
થવું શીયળ ભંગ એ દુષ્ટ શું, વિદ્યાવંતી વિ.
નકટા થઈ નાક વિના ફરવું,
માથે પ્રભુ ડર છતે ના ડરવું;
નિશ શંસય નર્કે સંચરવું, વિદ્યાવંતી વિ.
વણ ચક્ષુ વિશ્વ લીલા પેઠે,
જીવ્હા વણ વેણુ નાવે કંઠે;
શીયળ ભંગે સહુ સુખ વે! વિદ્યાવંતી વિ.
વણ પાંખ ચડી આભે અડવું,
અપંગ આપે પંથે પડવું;
ત્યમ શીયળવણ મિથ્યા વધવું, વિદ્યાવંતી વિ.
વણ નૌકા સિંધુ પાર જવું,
સાગરપૂર તુંબી વિના તરવું;
વગર મોત થાયે મરવું, વિદ્યાવંતી વિ.
આભૂષણ વસ્ત્ર વિના અંગે,
વણ વસ્તી વસવું ઉમંગે;
ત્યમ આ જગ જન શીયળ ભંગે, વિદ્યાવંતી વિ.
જળ ઘુમંતા નાવે ઝાલા,
અપશે સિદ્ધાંત મળે આવા;
સનેપાત એ મોતના વરતારા, વિદ્યાવંતી વિ.

ત્યમ શીયળવણ સાવન સમળા;
સદ્ગુણ છતે લાગે અખરા;
જીવજાતા સહુ સબંધી પગ, વિદ્યાવંતી વિ.
ગ્રહ મંડળ ચંદ્ર વિ તારા,
શિવપૂજન જ્યમ વણુ ગળ ધારા;
ત્યમ શિયળ વણુના ગુણ સારા, વિદ્યાવંતી વિ.
શીરપાઘ છતે પામર જોડી,
કટીઅંગ દીગામ્બર દસ ઓઢી;
ત્યમ શિયળ વણુ નીતિ પ્રોઢી, વિદ્યાવંતી વિ.
પાંડ રોગી વૈભવ મન માતા,
કદરૂપા આપે દિલ દાહાતા;
ત્યમ શિયળવણ ગુણ લજવાતા, વિદ્યાવતી વિ.
શિયળ ગુણ જાણુને બલિહારી,
જટાશંકર વારી વારી;
પ્રીતિ ગણો સહુ નરનારી, વિદ્યાવંતી વિ.
શીયળ પાળે પતિ વશ થશે,
શીયળ પાળે અપોહ જશે;
શીયળ પાળે પ્રભુ પ્રશન થશે, વિદ્યાવંતી વિ.
શીયળ પાળે ઉજવળ કીરતી,
શીયળ પાળે રહે સદ્વૃતિ;
શીયળ પાળે પામે મુક્તિ, વિદ્યાવંતી વિ.
શીયળ પાળે લાવે કુળડાં,

શીયળ પાળે સુલભ સુખડાં;
શીયળ પાળે એ સહુથી વડાં, વિદ્યાવંતી વિ.

## આવીતર સૂખ હિત વચન.

### ( ૮ ) પદ રાગ ધોળમાં.

રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં. એ રાગ.

સદા વસિયે સદાચરણે સાસરે,
સરે જેથી મનોરથ સાર; કો વશ ભરથાર
ડાહી મારી દીકરી.

સાસુ સસરાને કદી ન સંતાપિયે,
સંતાપિયે ન સગાં પરિવાર; ઘટે નીજ કાર ડાહી.
ધીરધારી ઘર ધંધામાં ધાઈયે,
જાઈયે ન વિના કામે બહાર; ઘડિયે પરદ્વાર ડાહી.
કાજ કરીયે જેથી જગ જશ વધે,
વધે વધૂ વાલપ સહ પ્યાર; રીઝે ભરતાર ડાહી.
નીજ વડિલ સુવેણ માની લીજે,
લીજે મન તોલ સારાસાર; ન વદિ કૂ ઉચાર. ડાહી.
મતલબ જેટલું મુખે બોલીયે,
બોલિયે ન ભરમ નીજ બાર; ઘટે વ્યવહાર. ડાહી.
ડરી વસિયે દૂરે દુરીજન થકી,
જે દૂલભ લોકાચાર; રાખીયે વિચાર. ડાહી.
ઓછાં પટકૂળ અતીસે ન પેરિયે,
પેરીએ જે ભાગે ભવ ભાર; આપો સદ આલ ડાહી.

કુડા જનનાં કથન ન કાંને ધર્યાં,
વઢા સદ સંભાળે એ આધાર; સુખીતા સંસાર. ડાહી.
માવીતરનું રૂડું શીખે જે રીત;
રીત વસિયે સાસરા મોઝાર; નાકના અવતાર. ડાહી

## પતિત વરની પ્રેમદાનું વિતક.

### (૯) પદ રાગ ગરબીમાં.

તર્જો'તમે ટેક કરમ કરવું, જેથી વાધે મોજ વિના મ-
પું; તર્જ તમે.

પતિ મારે પતિત અભણ એ દી,
માબાપનાં પાપે દીઠાં એ દી; સુખ ગયું એ શાણી સખી કેતી
નકામા નવરા બેઠા શું જડે,
કરે આહાર ઊંઘે કે આરડે;
અધાધામ બોઠી વતે એ ચડે. પતિ મારે.
માબાપનાં પાપે દીઠાં એ દી; સુખ ગયું એ.
સારાસાર વિચાર નવ આણ્યું,
મિથ્યા મત આપતણું તાણ્યું;
પળેદૂર પંથ પોતે પ્રાણ્યું. પતિ મારે.
માબાપનાં પાપે દીઠાં એ દી. સુખરૂપ એ.
જ્ઞાની વધે સમજાવું જે સમજે,
ભલું કહેતાં બુડાઈ તેને ભજે;
ગાજે ઉઠ ગાંડું વિના ગમ જે પતિ મારે.
માબાપનાં પાપે દીઠાં એ દી; સુખરૂપ એ.

આરંભે આડાપણું અવળું,
વીના કાથ કેણ વહે કવળું;
સુતે નહીં કામ કશું સવળું, પતિ મારે.
માબાપના પાપે દીઠાં એ દી; સુધરશે એ.
દુરાચારી દુર વ્યસન રાગી,
લોક લાજ મરજાદ સહુ ત્યાગી;
વંદ વાળ્યા વિતક ભરી નાગી, પતિ મારે.
માબાપનાં પાપે દીઠાં એ દી; સુધરશે એ.
શ્રીરંડનાહીં પેર કરી મરની,
ગતિ નમળે પોતા કે પરની;
કહું વાત શી હું બળતરની, પતિ મારે.
માબાપનાં પાપે દીઠાં એ દી; સુધરશે એ.
સંતાપવા સૈયર વીવેકે,
વધૂ વરત જે અવિવેકે;
નથી કામ કરવાનો એકે, પતિ મારે.
માબાપનાં પાપે દીઠાં એદી; સુધરશે એ.
કાળજડાં કુંમળા મુજ બાળે,
વિનાસ્વાર્થે નીતિ ભાળે;
બથોડાં આંડાભરે આળે, પતિમારે.
માબાપનાં પાપે દીઠાં એ દી; સુધરશે એ.
કહેની દુઃખ કહાં સુધી સહેવું,
કથી કેણ હોય કહ્યા જેવું;

સમજી મનમાં સઘળું સહેવું, પતિ મારે.
માબાપનાં પાપે દીઠાં એ દી, સુખરશે એ.
અંતરની કો આગે ઊચરિયે,
માબાપે જોયું કુળ શું રડિયે;
ઓંક્યાં દુખ હરિયે પડ્યાં સહીયે. પતિ મારે.
માબાપનાં પાપે દીઠાં એ દી; સુખરશે એ.
નથી કો ઊગરવા આરો,
મુંઝાયે જતા જીવડો મારો;
જીતી જગ જો કો મળે તારો. પતિ મારે.
માબાપનાં પાપે દીઠાં એ દી. સુખરશે એ.

**વિના સમજે કુળ બાને કજોડાં કરનાર સ્વજ્ઞાતિયોને**

**હેરા દાઝ જાણુ પુરૂષની સુઅનાં.**

**(૧૦) પદ રાગ પરજમાં.**

લોક સગાળશા સાધુને ઘેરે; વાણિયો પાળે વર્ત.
સુણો એ સ્વદેશિ મારારે, કજોડે દુખીજન બીચારા:
કુટાઓ કુલિન જોઈ ના સમજો કુલિન કોણ કેવાય;
વિના કારણ કૂપે કુદી વગોવાવા, ઉર વિચારો ન હાય. સુ.
શાસ્ત્રને ધર્મમાં આમ કહ્યું, બાપ દાદે કર્યું છે આમ;
અસલી ચાલ મુકી બાપ દાદાનો, કહો કરી કેમ કામ. સુ.
આમ જાણ્યા છતાં ઉંધા કુટાઓ, અંધી આંખે અથડાઓ.
પણ જાણે પૂછે બાડે ઓંકે કો તો, તેમાં પડી દુખી થાઓ. સુ.
પણ ના વિચારો તહીં બાપ દાદા, શાસ્ત્ર કે ધર્મ એ કાંઈ;

ન હિતચ્છુક ગણું કરે, શું પછી ભમી રહો તે ભાઈ. સુ.
કરે કુકરમાં કેટલાંક આગે, અધમ આપે ગણાય;
સંકા રહે મનમાં તો જુઓ જઈ, મનુસ્મૃતિની માંય. સુ.
કરે અઘોર કુકર્મ કુલિન આજે, તેનું પુછે નહીં કોય;
જુઓ આને સદગુણી સંતાપે, જે સદ કુલિન સોય. સુ.
શાસ્ત્ર ધર્મ ચાલ અસલી ક્યાં રહ્યો, કરો સ્વદેશિ આપ.
જે જેને જેમ ફાવે તેમ બોલે, નથી નીયમ કાંઈ માપ. સુ.
મિથ્યા કુલીને કરે ન કજોડાં, પૂત્ર પૂત્રિ કરે દુખ જાળ.
કજોડાં દુખથી આવી રહી હદ, નિરાશા નાખે બાળ. સુ.
સદ કુલિન વર વરવા તે સારૂં, પણ તે સજોડું જોય.
પણ કજોડું કરો નહી કદીયે, ભલે પૈસો અતી હોય. સુ.
શરીર રોગી ઉપયોગ ન થાયે, જર હોય ગાંઠે જરૂર.
કહો શા કામનું દેખાને બળવું, છતે જરે પણી ધુળ. સુ.
તેમજ દંપતિકજોડું છતાં, જર પણ દુખ હમેશ;
કુલિનનાં નીરધન ભલે આપ, જહાં સજોડું પ્રવેશ. સુ.

## નાદાન વરથી થતુ નડતર.

### પ્રમાણોક્ત.

### ( ૧૧ ) પદ —રાગ ગરબીમાં.

કેરી સૈયર જેનો કંથડો રે, તેના પુરણ પાપ.
નાદાન બઈ જેનો નાવલો રે, તેની નારી નિરાશ;
નાબાલિગનું માથે ઓઢણું;
હાંરે આવે આળ અનાયાશ; નાદાન બઈ—
જગતમાં આંગળી ચિંધાણું રે° હાંસિ લોકોમાં
નબાળા માંટીની નારને,
હાંરે હોળી હૈયે સદાય. નાદાન બઈ જે

સાપ ઘરે નાં કદી સંચરેરે, સહેજે છછુંદર ત્હાય;
દુર્મદ દૂતિ દારાઓ તીનની,
હાંરે શુરા સહે ના અન્યાય. નાદાન બાઇ—

મળતી મનુંઓ માંકડારે, નચવે નચવ્યાં નચાય;
તિંહ ઘરે કે ન સંચરે,
હાંરે પોચું ભાળી પથરાય, નાદાન બાઇ—

નમાલા ધણીની નારનેરે, ભાવે ભામિ બણાય:
સાપ આગની જળ રેલશું,
હાંરે મુળે હાંશીય ન થાય, નાદાન બાઇ—

સુલભ સમર્થ આથે સહુરે, કદી કવળું કરાય;
નદી આગાળે નાં ઓસરે,
હાંરે તળાવે બિલ વાય. નાદાન બાઇ—

સબળાની વરી માહાલે મનગમ્યુંરે, નબળાની વગોવાવ.
સાધવી છતે અણુ સાધવી.
હાંરે લોહચંબક સાથ ત્હાય. નાદાન બાઇ—

માટે વરોવર વીરલારે, વિદ્યાવંતી વરાય;
જટાશંકર જેથી જગતમાં;
હાંરે જોણું રોણું ન થાય. નાદાન બાઇ—

## દીકરીયોને વિદ્યાદાન દેવા દેશિ જનોને વિનંતી.

### (૧૨) પદ રાગમાં.

ગો દીકરીને સાન બંધુજન, દ્યો દીકરીને સાન;
વણ કે હાણ બંધુજન દ્યો.
જન સહુ આરડતાં;
દાન,
ખુમાં ઊછળતા;

રળાવાયે કહ્યાણ બંધુજન. હો.

આ જગમાંહે જરૂર જોતાં,
માનું હેત મહાન;
પિતા કરતાં પરવડીયે જ્યાં,
લઘુ વય લઈ લહાણ બંધુજન હો.

પ્રથા પડે પરથમ પકડેલી,
ભલે હો લાભ કે હાણ;
લઘુ વૃક્ષ વળે જ્યમ વાળ્યું;
ત્યમ બાળક પરમાણ બંધુજન હો.

માતાઓમાં હમણાં ન મળે,
સમજ હિત કે હાણ;
પણ કેળવણી ફૂળ કુમાલે;
બહુજન વળિયા ધાણ. બંધુજન હો.

આગેવાનો અંધ તેહના,
કટક કુવે જાણ,
બાળકી અતાને ઊછળતી;
પ્રજા પતિત પ્રમાણ બંધુજન હો.

લઘુ વય કુવચનો ભવતાં,
માતા સંતતિ જાણ;
બાળપણે બકવાદ બબડતાં,
મંડાયે મોકાણ બંધુજન હો.

કંકાસથી બહુ કલહ કથળે,
કરંતા કલપાણ;
દેખે તેવું દાખે કહાણી,
લગન તેવી લાહાણ બંધુજન હો.

આગે આપે હિંદુ બાઈયો,

બાઈઓ મહા ગુણવાન;
પેખો પેહેલા આક્રમ પૂરા,
પૂરવજના પુરાણ બંધુજન હો.

સતિ સન્મતિ શીળ વૃતિ બહુ,
આગે હ્યા એંધાણ;
તારા દ્રુપદી અહલ્યા આદી,
થઈ વિદ્યાગુણ ખાણ. બંધુજન હો.

માતાઓમાં માન મળે ના,
વિદ્યાગુણ અજાણ;
આ જગમાં જોતાં જન આજે,
જેઠા સંતતિ અસાન બંધુજન હો.

## (૧૩) પદ સંપસંપી રેહેવા વિષે.

નાથ કૈસે ગજકે બંધ છોડાયે, નાથ કૈસે—

સગાં સહોદર સૌ રહો સંપસંપી, પિતુમાત ભગની ભ્રાત જંપજંપી. સગાં સહોદર

સંપાનુંરાગી ઘરે સુખ સર્વદા, કોઈ ન દીસે અજંપી;
કંપી ઊઠે કૂળ કુસંપથી કદા, સ્વપ્ને સુખી ના કુસંપી સગા.

સંસારમાં સાનુંકૂળ બધા, સદ સાધન ઘેર સુસંપી;
જંપી રહે જર જશ જરૂર દારિદ્ર પળે દૂર કંપી. સગાં.

વિખૂટું વંન પડેલ જુઓ વૃક્ષ, અક્ષય એક અવલંબી;
સંપી કુટુંબી જનો સુખ શાન્તતા કષ્ટ કરે કો અસંપી. સ.

વૈભવ સુખ બધા વરતાય જ્યાં, જ્યે વસે જન જંપી;
જટાશંકર દંપતિ જગ જોતાં, દુખીયાં દીસે કુસંપી. સગાં.

સમાપ્ત.

# સુચના.

અહા! આર્ય સભ્ય પુરૂષો! આપો આડી ઓરા આવો, મારે જે કંઇક કેહેવાનાં છે તે હું તમને કહું સાંભળો! મહાન રૂષીઓ વસિષ્ઠ ગૌતમાદિ રાજાઓમાં રામચંદ્રજી જેવા મહા અવતારી પુરૂષો, તેમજ વિક્રમ ભોજાદિ પર દુઃખભંજન, અને કાળીદાસાદિ મહા પંડિતો થઇ ગયા તે કોણ! તેઓ મહા પ્રાક્રમી આગેના આપણ પોતાનાજ જાત ભાઇયોછે.

તેમનુ વિદ્યા જ્ઞાન, વિચાર શક્તિ, શૌર્ય અને તેમનો અકળ વૈભવ—એ સઘળાનો ખ્યાલ જરા નિચા બેશી મનમાં આણો. શું તેમની બરોબરી કરવા આ જગતમાં હાલ કોઇ શક્તિમાન છે? ના નથીજ. લાચારીથી કહેવુ પડેછે કે તેમાંનું કશું પણ હમણાના આર્યોમાં રહયું નથી. સર્વોત્કૃષ્ટ પદવીથી આપણું લથડવુ થયાનું મુળ, આપણી વિદ્યાનું ખળાયન થવું થયું એજછે.

અરે! ખાર જમીનમાં નિપજેલા ફળ અને અજ્ઞાન માતાઓથી જન્મેલા બાળકોમાં તે ક્યાંથીજ તાકાદ હોય! ભણાવો ભણાવોરે પોતાનું ભલુ ઇચ્છતા આર્ય બંધુજનો તમારા બાળક બાળકીઓને ભણાવો.

કવિ જટાશંકર ગવરીશંકર મેહેતા.

લીંબડી.